# ઈસમાઈલી—ચાબુક. નાં ૨.

અથવા

[illegible]—

[illegible]

# આર્ય પ્રકાશની ઉદ્ધતાઈ.

પ્રગટ-કર્તા,

કુરબાનઅલી જીવરાજ.
જેલરોડ, આગાખાન ચાલ,
ના. ૨ કાન્ડી મોહોલો.
જાન્યુઆરી ૧૯૨૦.

ઇસ્માઇલી [illegible]ક—ગીતાર્થ.

---

स्थाने हृषीकेश तव प्रकीर्त्या,
जगत्प्रहृष्यत्य नुरज्यतेच
रक्षांसि भीतानि दिशो द्रवंति
सर्वे नमस्यंति च सिध्ध संघाः

હે ! ઋષીકેશ ! (આગાખાન !) આપની ઉજ્વલ કીર્તિને લીધે જગતને અત્યંત આનંદ અને પ્રીતિ ઉપજે છે. રાક્ષસો (જરમનો) ભય પામેલા દિશાઓમા દોડે છે અને સર્વ સિધ્ધોના સમુહો આપને પગે લાગે છે ને યોગ્યજ છે

---

આ પુસ્તક મુંબઈ નં. ૭ ચીંચપોકલી પરલ રોડપર લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ કું એન સેલર પ્રેસમા લાલજી પીતાંબર ઠક્કરે છાપ્યુ છે અને ધી ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળના ઓન. સેક્રેટરી મી૦ [illegible] [illegible] નીશાન પાડા રોડ, મુંબઈ નં. ૯ માથી પ્રસિધ્ધ કર્યુ છે

# ઉપકાર પત્રિકા.

---

વહાલા બીરાદર પરઉપકારી,

શેઠ નવરોજઅલીભાઈ હીરજીની નેક સેવામાં:-

જોગ મુંબઇ.

જત જણાવતાં ખુશી ઉપજે છે કે આપ આપણી વધીને જે કોમોત્તેજક કામ કરી રહ્યા છો, તે માંહેના આએ પણ એક ઝળકાટ ભરેલા કામ તરીકેની નોંધ લેતાં તમોએ મજકુર "પેમ્ફલેટ" ની ખરચાયતી તમામ રકમ આપીને જે "ઇસમાઈલી સાહીત્ય ઉત્તેજક મંડળ" ને ભેટ કરેલ છે, તે મજકુર મંડળના કાર્યવાહકો તમારો ઉપકાર માનીને ઇચ્છે છે કે તમારા હાથે એવાં અનેક કામો થવા પામે. આમીન.

લી૦ ઓન. સેક્રેટરી,

મીરજાં માહમદ જીવરાજ.

# ખુલાસો.



ર્ય પ્રકાશ નામનાં અઠવાડીક પત્રમાના અંકમાં ધારમીક કેળવણી બાબદ લખેલા અગ્ર લેખમાં અમારા હાજર ઇમામ નામદાર આગાખાન એચ. એચ. સર સુલતાન મહુમદશાહ જી. સી. એસ. આઇ. એલ. એલ. ડી. અને એચીફ઼ ઓફ઼ બોમ્બે પ્રેસીડેન્સીનાં તરફથી નિભાવવામાં આવતી સ્કુલો તથા તેમાં સીખવવામાં આવતી ધારમીક કેળવણી બાબત કરેલ. અસત્ય ટીકાનો જવાબ.

*　*　*　*

# પ્રસંગોપાત ઉદ્‌ગાર.

ઇસ્માઇલી ! હે ! બંધુઓ ! જાગો સુતા કાં નિંદમાં ? !
કેળવણીનો ઝળકાટ ! હા ! પ્રસરી રહ્યો છે હિંદમાં ! !
હિન્દુ મુસલમાનો તણી યુનીવરસીટીયો સ્થપાય છે ! !
તે આપણાં સિરતાજ સર સુલતાનનાં ગુણ ગાય છે ! ૧

ઇમાનને ઇતિહાસનાં દુરબીનમાં કરતાં નજર !
જેના વડિલોએ ઇલમ ફેલાવીઓ દુનિયા ઉપર !
રહબર થઈ હકરાહ દેખાડી કીધો ઉપકાર છે !
નુરે અલી સુલતાન શાહ તે ઇલ્મ કેરૂં દ્વાર છે ! ૨

વ્હાલા મુરીદનાં બાળને દેવા ઇલ્મ પુર ઠહરથી,
સ્થાપન કીધી આ સ્કુલ, આપે ખર્ચ સઘળો પદરથી.
માયા અજબ છે મુરીદ પર એનું પ્રગટ એંધાણ છે !
ઇસ્માઇલીની ઉન્નતી રૂપ ઇલ્મનું આ સ્થાન છે. ૩

"વરતેજી."

*  *  *  *

# આર્ય પ્રકાશની ઉદ્ધતાઈ.

લખનાર—મુખતાર નાનજી.

" ગુરૂ તો જીસકા અંધલા, ઔર ચેલા ભીસકા ફ્રોક "
" આપ મતીને મન હઠી, તે મુવે ન પામે મોક્ષ "
[ ઇસ્માઇલી શાસ્ત્ર ]



પાણીની ખસલત જેમ હમેશાં ઢલાણુવાલા ભાગ તરફ વહેવાની હોય છે, તેમ નીચ માણસ સારા કામોમાંથી પણ ભુલોં ગોતવાનું પસંદ કરે છે. હમેશાં પ્રાણી માત્રને ફાયદો કરતા હોય છે. છતાં વંટોલીઆ જાતે પવન હોઇ ને તેને જે ચકરી ફરવાની ટેવ છે, જેથી તે માણુસ જાતને ફાયદો પોંચાડવા બદલ

ઊલટો નુંકશાન કરે છે. અને પ્રાણી માત્ર તેનાથી કંટાળે છે તેવી બદ ખસલત ધરાવનાર ફિતુરી આય સમાજીસ્ટો જેઓને હસદનો કમળો લાગુ થએલ હોવાથી બીજાના સારા કામને પણ પીળુ પીળુજ જોયા કરે છે. અમારા નામદાર આગાખાન સાહેબ જે પોતાના મુરીદોની ઊંન્નતિ કેમ થાય તે માટેની તેવણ નામદારની ખરી કોશેશોથી જે અમો ખોજાઓ અસલ ગરીબ હાલતના હોઇ હાલમાં જે ધારમિક આર્થિક તથા નૈતિક બાબતમાં જે ચડતી પંકતીએ ચડેલ છીએ તે એવણ સાહેબનોજ ઊંપકાર છે, અને હજુ પણ જે દિન પ્રતિદિન અમારી કોમની ઉનંતી થતી જાય છે, તે એબીલી આખવાલા તંત્રી સાહેબથી ન જોઇ શકાયાથી પોતાના ઘર ખૂણીઆ અઠવાડીક આર્ય પ્રકાશ તા૦ ૨૫ મી જુન ૧૯૧૬ નાં અંકમાં પોતાના એડીટર કોલમમા નીચે મુજબ લખે છે.

" છોકરાઓની શાળાઓ કાઢવી એતો એક પ્રખ્યાત "યુક્તિ છે. ફાતમાઇટ ઇજીપ્ટશીયન ખલિફાઓના ઇસ્મા

" ઇસ્લી પંથના ગોરવામી નામદાર સર સુલતાન મહુ-
" મદશાહ આગાખાન છે.

" ખોજાઓના તે એકલા મહા ગોરવામી છે; વીચાર
" શીલ તથા ભણેલા ખોજાઓ તેના પંથમાંથી મોટી
" સંખ્યામાં નીકલી ગયા છે, આમ થતું ભવિષ્યમાં
" અટકે તે હેતુથી તેમની તરફથી પણ મુંબઇમાં ખોજા
" છોકરાઓ માટે ખાંસ શાળાઓ તેમની તરફથી પોતાના
" ખર્ચે ખાસ ચલાવવામાં આવે છે. તેમાં એ પંથનું
" ધામિંક શિક્ષણ ખાસ આપવામાં આવે છે અને કુમળા
" મગજપર એવી છાપ પાડવામાં આવે છે કે પૃથ્વી ઉપર
" જીવંત પરમાત્મા તે નામદાર આગાખાન છે. જો
" કે કાઠીઆવાડના એક મોટા ઠાકોર કરતાં પણ એ પર-
" માત્માને ઓછી તોપનું માન મળે છે અને તે પણ
" હાલજ નામદાર શહેનશાહની કૃપાથીજ ખાસ મલતું
" થયું છે, તાત્પય કે કેવલ સ્વસંપ્રાદાયક બુધ્ધિનાશક
" અને અધ શ્રધાપ્રેરક સિધ્ધાતોના દાસ માત્ર બનાવવા
" હેતુંવાળી ગમે તેવી પરમાર્થી દેખાતી સંસ્થા કોઇ

" પણ પ્રકારની જાહેરની પ્રસંશાને પાત્ર નથી. ઊલટું
" જાહેર પ્રજાને દાનના પુષ્કળ મીંડાથી અંજાઇને છેત્રાઇ
" નહી જવા ખાસ સંભાળ રાખવી જોઇએ અને દેશને
" એવી સંસ્થાથી કેટલો લાભ છે તેનો વિચાર કરવા
" પછીજ તેની પ્રસંશાના ઉદ્દગાર કાઢવા ઉચિત છે."

આર્ય પ્રકાશના તંત્રી સાહેબ પોતાની વિદ્વતા કેળવણી ખાતા પ્રત્યે અને ધાર્મીક કેળવણી ખાતા પ્રત્યે દેખાડવા જે કનિષ્ટ યુક્તિ વાપરે છે તે હાલના કેળવણીના હિન્દની ઉનતી ખાતર ચર્ચાતા સવાલમાં જાહેર વર્ગમાં પસંદગી મેલવે તેમ નથી. બલકે કોનગ્રેસ અને લીગના એક દીલીના જોડાણથી નાતજાતની તફાવત વગર દેશના ઉનતીના સવાલો હાથ ધરનારા છે અને પોતાના રાંગ દવેશનો ભોગ આપનારા છ' તેઓની નજરમાં આર્ય પ્રકાશના તંત્રીની ધાર્મીક કેળવણીના ખાતા પ્રત્યેની ભાષા અને લેખ તિરસ્કારને પાત્ર નિવડે તો તેમાં નવાઇ નથી. આર્ય પ્રકાશ પત્ર બીજા પત્રોની હરોળમાં જાહેરમાં એટલા માટેજ ઉતરતી પંકતીનો ગણાય છે અને તેને

વાંચનારાઓ માત્ર સનાતની ધર્મની પવિત્ર આસ્તાથી ળ્હેકીગએલામાંનાજ છે, અને એ ઉપરથી એ પત્રની દ્રષ્ટિ ટુંકી હોય, તેમાં અજબ થવા જેવું શું હોય? આર્ય સમાજ જેવા ગવર્નમેન્ટ વિરૂધ્ધ ધર્મને બહાને જે જે કાર્યો યુકિતસર કર્તા રહે છે, તેને જાહેરમાં ટેકો આપી ફેલાવવાના ગુન્હાહિત કૃત્યનું એક સાધન સિવાય એ "આર્ય પ્રકાશ" એ દેશનું તીલ માત્ર ભલું કરી શકે એવી આશા આપી શકયું નથી. પત્રની પવિત્ર ફરજો તરીકે એવી અત્યાર સુધીમાં વિતંડાવાદીઓને ટેકો આપવા સિવાય એવું એક પણ કાર્ય એ ભાંડણીઆ પત્રથી બની શકયું હોય, એવું અમારી જાણમાં નથી. ચોરી છુપીથી સરીઆમ અસભ્યતા એ આર્ય પ્રકાશનો મુદ્રા લેખ છે. અમારા નામદાર આગાખાન સાહેબે અમારી કોમ ઉપર કૃપા કરી જે સ્કુલો પોતાના ખર્ચે કાઢી; આપી જે દયા કરી છે તેને ઉતારી પાડવા પોતાનો અભીપ્રાય ભાટીયા કોમની તેવી પરમાર્થી કેળવણીની સંસ્થાના લેખ સાથે લખી માર્યાથી પોતાને કૃતકૃત

માનતા હશે, પરંતુ દેશ દ્રોહી કૃતઘ્ન પેપરોમાં આર્ય પ્રકાશ આર્ય વિનાશના અર્થ સુચક નામે પેહેલી પકતીમાં મુકાય, એમ અમો એકલા નહિં પણ હિંદુસ્તાન ભરની ૩૩) કરોડ પ્રંજા વર્ગનો લગભગ આખો ભાગ જેમાં હિન્દુ મુસલમાન સર્વ સમાય છે તે પણ માને છે.

અંત્યજ એટલે ઢેડ લોકો પણ આર્યસમાજના મંડળથી ત્રાસ પામેલા માલૂમ પડે છે. એ જોતાં આર્ય પ્રકાશના તંત્રી સાહેબ કઇ રીતે બીજા સંપ્રદાયની કેલવણી ખાતા અને ધાર્મિક કેલવણી ખાતા માટે અભીપ્રાય ઊચ્ચારવાની ગુંજાસ ધરાવે છે? તે તેઓ પોતેજ સમજી લેશે કે પોતાના આર્ય સમાજ મંડળના માની લીધેલા ભાડુતી દેખાવના મોહત્સવોમાં કયો ગણુતરીનો મેમ્બર ટીકીટ ખરીદ કરી શામેલ થાય છે? ભગવાં વસ્ત્ર ધારણુ કરી બખાડા પાડનારા વિરોધાનંદી માહારાજો કઇ જાતના હોય છે? આગેવાની લેનારાઓ દેશના કયા ભલા કાર્યોમાં ભાગ લીયે છે ? એનો જવાબ આર્ય પ્રકાશના તંત્રી સાહેબ આપવા ઉપકાર કરશે. "બ્રહ્મ જાનાતો બ્રાહ્મણ"ના

સુત્ર મુજબ બધા આર્યસમાજીઓ બ્રાહ્મણોજ ગણાય? એવી દરીઆ દીલની આર્ય સમાજમાં ભળનારા મેમ્બરો અને આગેવાનો. માનખાઉઓ? જ્યારે દેશની કોઇ સંસ્થામાં ભેળાવાને પણ લાયક હોતા નથી, ત્યારે તેઓ આર્ય સમાજમાં મેમ્બર થાય છે. અને ભાડુતી ભગવાં ધારણ કરનારા બનાવટી માહારાજો દેશની અને ધર્મની નીંદ કરીને પોતાને કૃત કૃત થયા માને છે, તેવી રીતે તેમના લાયકના આર્ય પ્રકાશના તંત્રી સાહેબ પણ એવાઓનું માન મેલવવા ખાતર ગમે તેમ લખી વિધ્વતા દેખાડતા હોય તે બધા કરતાં તા૦ ૨૫) મી જુલાઇના અંકનો ધાર્મિક કેલવણી ખાતા માટેનો તેમનો મુખ્ય લેખ દેશની, ધર્મની અને બ્રિટીશ ગવર્નમેન્ટ પ્રજા પ્રત્યે મેરબાની દેખાડી નીતીનું શીક્ષણ વધારવા, ખાનગી સ્કુલો ચલાવંવા જે સુચના કીધી છે તેને તોડી પાડવાનો ઉપદેશ, દેશ ધર્મ અને ગવર્નમેન્ટના તિરસ્કારને પાત્ર નીવડે તો નવાઇ શેની?

અમો અમારા નામદાર આગાખાનના કેલવણી પ્રત્યેના ચાહના દાખલા અમારી કોમના માટેજ નહીં

પણ અમારી મુસલીમ યુનીવરસીટીના માટેની એમની દીલસોજી ભરી લાગણી અને હિન્દુ યુનીવરસીટી માટે એવણે ભરેલા નાણાંની રકમ એ એક દીલીની લાગણીની શરૂઆત કેવી રીતે કરી છે, તેનો જવાબ આર્ય પ્રકાશના તંત્રી વિચાર શુન્ય દ્રષ્ટિથી લાવી શકયા નહીં હોય; પરતું નામદાર આગાખાન એકલા ખોજા કોમના ગોસ્વામી છે કે કોણ? તે હિન્દુ યુનીવરસીટીના મેહેનતુ આગેવાનોને પુછે, તો આંખ ઉઘડશે. જેણે આર્યસમાજીએ વેદના પવિત્રપણા ઉપર ડાઘ લગાડી બ્રાહ્મણો અને સનાતન ધર્મને પાળનારાઓના વિરૂદ્ધ બકનારા હોય, તેના વખાણનારા તરીકે આર્ય પ્રકાશના તંત્રી ગમે તેવા વિદ્વાન હોય, તેને બીજા સંપ્રદાય કે જેના વીશે પુરતું ભાન પણ ન હોય તેવાઓમાંના એક તરીકે અમારા પાક ઇસમાઇલી અથવા હકીકતી ઇસ્લામના મુરશદ નામદાર આગાખાન સાહેબ માટે એક પણ શબ્દ બોલતી વખતે પોતે પત્રનું ડેકલેરેશન લેતી વખત પોલીસ કોર્ટમાં કીધેલા એકરારને યાદ કરવા અમારી નમ્ર સુચના છે. કારણકે આર્યપ્રકાશના

તંત્રી અમારા સંપ્રદાયના ગોસ્વામી તરીકે ઓળખાવાને કે ઓળખવાને હક ધરાવવા પહેલાં તેમણે નામદાર આગાખાન સાહેબે બ્રિટીશ ગવર્નમેન્ટની બજાવેલી વફાદારી વીશે એક પ્રજા તરીકે ખ્યાલ રાખવો જરૂરનો છે.

તંત્રી સાહેબ, તમો ઇસમાઇલી સતપંથના જમાત માંથી પંદર વરશપર જુદા પડી ગએલા અમારા કેટલાક ખોજાઓ સંબંધી તાનુ મારો છો, "તે એમ દેખાડવાને કે ઇસમાઇલી પંથમાં વીચાશિલ તથા ભણેલાઓ રહેતા નથી, એટલે માત્ર અભણ અને અજ્ઞાનો એ પંથમાં રહેલા છે. તંત્રી સાહેબના આ વીચારો કોના વિરૂદ્ધ જાય છે, તે જો પરટીકયુલર જાણે તો અથવા તમારા કચરા જેવા લખાણની તેઓ કાયદાસર જવાબદારી માંગે તો બીજી પળે માફી માંગવામાંજ ડહાપણ ગણે. તંત્રી સાહેબે જે ઉધ્ધત અને તુમાખીપણાથી લખ્યું છે, તેવી રીતે ખુલાશો બાહાર પાડી ઇસમાઇલી આગેવાનો, તથા શ્રીમંતોના મન ઉપર ખરાબ અસર ઉત્પન કરવા અમો માંગતા નથી. પણ

તંત્રી સાહેબને ખાસ કરી સમજાવવા માંગીએ છીએ કે, ઇસમાઇલી તરીકે જેઓ અગ્રેસર છે, આગેવાન અને શ્રીમંત છે, તેઓ બ્રિટીશ ગવર્નમેન્ટ અને હિન્દ પ્રજાના માનીતા મેહેરબાનો છે; તેઓના ડહાપણથી ઇસમાઇલી જમાતને તો ઠીક, પરંતુ ખોજા કોમને. મુંબઇ ઇલાકાને અને હિન્દુસ્તાનની પ્રજાને ફાયદો પોહોંચાડનારા છે, અને તેઓ અમારા નામદાર આગાખાનને પોતાનો રહેબર, મુરશીદ, અને ધર્મગુરૂ (ઇમામ) માનનારા છે; અને તેવા માનનીય અમારા ઇસમાઇલી જમાતના ઝળકાટ રૂપ ગ્રહસ્થો સામે, તમારા જેવાઓ અજ્ઞાન અને અભણની ગણતરી કરે, તે તમો કેટલા સમજુ છો, તેની કીમત અંકાઈ જાય છે, અને ખરેખરી રીતે તમો દભીકપણે આર્યસમાજીઓનીજ હીમાયત કરો છો તે તમારી નબલી મગજ શકતીનો દોશ જાહેર કરોછો. એટલું જાણ્યા પછી તમારા હલકટ લખાણ વીશે, અમોને ચડેલો ગુસ્સો સમાઇ જાએ છે.

તંત્રી સાહેબ, તમો હિન્દુ જાતી વીશે ફાવે તેમ

લખવા આગળ વધી અજાણ્યા વિષય ઉપર હદબહાર લ- ખવાનો મ્હાવરો તમારો " ઉછળી પગ ભાંગે " મીસાલ તમારા વિરૂદ્ધજ જવા જેવું કરોછો, એમ અમોને આ પ્રથમ તકે સલાહ આપ્યા વગર ચાલતું નથી.

અમારી દીન વીશેની સચોટ લાગણીનો ધખારો બા- હાર પાડવાનું સાધન તમારા જેવા એક અઠવાડીક પત્રના તંત્રીના હાથે શોભા ભરેલું નથી, પછી તો જેવી તમારી બુદ્ધી, તંત્રી શાહેબ, તમો અમારી જમાતમાંથી નીકલી ગએલાઓને "વીચાર શીલ" અને "ભણેલા" માનોછો તે માટે અમને જાહેર રીતે કોઇ પ્રકારનો વાંધો હોયજ નહીં. કારણકે બ્રીટીશ ગવરમેંટના અદલ ન્યાયી રાજ્યમાં પોત પોતાને પ્રસન પડેલો ધર્મ પાળવાની કોઈ આડે આવી શકતું નથી. પરંતુ અમારા નામદાર આગાખાને જમા- તના બંધારણ માટે સ્થાપેલી " કાઉનશીલ "ને જે સત્તા બક્ષવામાં આવી છે તે પ્રમાણે હજુ પણ જે જમાયતનાં બંધનોને નુકસાન કરતા હોય છે તેને નાત બહારની સઝા કરવામાં આવે છે. તે અને એ રીતે છુટા પડી ગએલાઓ પછી પણ કોઈની ગેર વ્યાજબી ખુશામત

તરીકે નહી, પણ જમાતનાં સરીયામ રીતે વાંધા ખોરીઓને અથવા કાઉનસીલના હુકમ મુજબ નહી વરતનારા ઘણાઓને તેવી જવાબદારીની શીક્ષા કરવી પડી છે જ્યારે બાકીના મોટા ભાગને સંતોષ સાથે કાઉનસીલનાં અને કાયદાઓની સ્થાપના લાભ કર્ત્તા થઇ પડે છે આ રીતે આ બંધારણની ખરી ખુબી તે અમારા હાલના નામદાર આગાખાન સાહેબના ઝળકતા મુરબ્બીપણાને આભારી છે. ત્યારે તેમનાથી છુટા પડી ગયેલાઓની જમાયતની એવી કંઇ ગણત્રી છે? કે તેઓ વિચારશીલ અને ભણેલા તરીકે ચઢીઆતો દેખાવ કરી શકયા હોય! વધુ જાણવા જેવું તો એ છે કે એ છુટા પડી ગએલા સાથે બિચાર સાદા અને દોરવાઇ જનારાઓજ સંડોવાયાં છે, પણ જેઓ અમારા નામદાર આગાખાનને અને ઇસમાઇલી દીનને ખરી રીતે પિછાણનારા હોય છે, અને તેઓ કોઇ કેસુર બદલ ઇસમાઇલી જમાયતમાંથી નાત બહાર પણ થયેલા છે, તેઓ પણ એ છુટા પડી ગયેલા ભાઇઓ સાથે જોડાવામાં ડહાપણ માનતા નથી, આવી આવી સાદી

હકીકતો માત્ર અજાણ્યા અને ઉછાળતા તંત્રી સાહેબન ખોરવઇ ગયેલા મગજમા લાવવાને ખાતર લખી છે. પરંતુ વધુ ઉંડાણ હકીકતો તેઓ એ છુટા પડી ગયેલા ભાઇયોનેજ જઇ પુછે, તો ખાત્રી થશે કે ઇસમાઇલી જમાત અને દીન વીશે તમો સાહેબ કેટલા બધા અંધારામાં ગોથા ખાઓ છો? શું ભુલી ગયા? મીં૦ એદલજી ધનજી કાબા! એ છુટા પડી ગએલા ભાઇયોમાં આગળ પડતો ડાહયો ડમરો છે; તેણે "આર્ય પ્રકાશ ખંડન"ના પુસ્તકો પ્રગટ કરી અમારા એકલાના નહીં પણ ઇસલામીયોના ગોસ્વામીના આગાખાન કોણ છે? અને અમારો ધર્મ કેવા ખરો છે? તે બતાવતાં જો કે, તેમણે તમોને પોતાની આદત મુજબ કેટલુક ભાંડણપણું કર્યું છે! પરંતુ તમારા જેવા વિચારસીલ અને ભણેલાઓ માટે તો અમારા દીન અને અમારા સીરતાજ વિષે આડકતરો પણ ખીસાલ આવી શકે એમ છે. ખેર તમોતો અમારા નામદારે કરેલી હિન્દુ યુનીવરસીટી તથા મોસ્લેમ યુનીવરસીટીની કોશેસો માટે પણ સારૂ જોઇ શકતા નથી તો પછી બીજુ

કેમ જોવો. મી० તંત્રી અમારી જમાતમાં આવનારાઓને સંપુર્ણ છુટ છે, કે જે એ બીજા નવા આવનારા સુરતનાં હિન્દુ ભાઇયો ઉપરાંત સેંકડો છુટા પડી જવાથી નુકસાન ઉઠાવી પાછા દાખલ થયેલા કુટુંબોએ લાભ લીધો છે ને લીયે છે. પરંતુ તેવીજ રીતે અમારી જમાતમાંથી અગાઉ નીકલી ગએલાઓ માટે, કે હવે પછી નીકલી જવાની ઉમેદ રાખનારાઓ માટે પણ તેવીજ પ્રગટ સ્થીતિ છે. દાખલા તરીકે અમારી જમાયતના કાયદા ઓ દરીયા મીશાલ છે; અને દરીયામાંથી દરેક જુવાલ વખતે જેમ કચરો જુવાલ તરીકે નીકલી જાયછે; તેમ નદીયોનાં પ્રવાહ માફક આવનારાઓ, અને હિન્દુ મટી ઇસમાઇલી થનારાઓ તે અમારામાંથી જનારાઓ માટેની દીલગીરી કરતાં નવા આવનારાંઓ માટેની મગરૂરી મોટી છે. નીકલી જનારાઓ માટે દીલગીરી એટલા માટેજ, કે તેઓ ધર્મના ખાતર નહી પણ કોઈ જાતના પોતાના આડાપણાને લીધે દોરવાઇ જઇ છુટા પડી ગએલાઓનો આશરો લેછે. ત્યારે મગરૂરી એ છે કે, નવા આવનારાઓ

એક તો હિન્દુ ઉંચ વર્ણો છે, તે સાથે વકીલો, ડાક્ટરો અને ઝવેરાતના વેપારીયો છે; કે જેની ગણત્રી તમારા દીલનેજ પુછી જોશો, અથવા આય સમાજી માહારાજો કે જેઓ તેઓને બારણે જઇ હઝારો કાકલુદીથી, પોતાની જીભના કુચા કરી નાંખીયાં; છતાં "અમારા એકલાંનાં ઇજીપશ્યન ગોસ્વામીને પોતાના પણ ગોસ્વામી તરીકે ઓળખી લીધા" અને બીજા આર્યસમાજી ભગવાં વેસધારી પંડિતો અને મહારાજો મ્હોં વકાશી રહી ગયા. ! ! !

તંત્રી સાહેબ; મજકુર ફકરામાં આગલ ચાલતાં પોતાનું તંત્રીપણું દરસાવતાં અમારા નામદાર આગાખાન સાહેબ માટે ટીકા કરતાં. લખો છે કે "કાઠીયાવાડના એક મોટા ઠાકોર કરતાં. પણ એ પરમાત્માને ઓછી તોપનું માન મલે છે."

તંત્રી સાહેબ, તમો આર્યસમાજી છો, અને આર્ય-સમાજી સિદ્ધાંતોને વખાણનારા છો. અને આર્યસમાજી ખોટું બોલે તે પણ વખાણવાની ફરજ સમજો છો, એટલે તમોને દુર્યોધન બુદ્ધિથી જે જે કટાક્ષ કરવા ગમે છે,

તે માટે અમો અજબ થઈશું નહીં. તંત્રીજીને યાદ હસે કે, પાંડવ કૌરવની સભામાં "યુદ્ધિસ્ટરની દ્રષ્ટિમાં બધા સારાજ હતા." ત્યારે "દુર્યોધનની દ્રષ્ટિમાં બધા ખરાબ હતા." એનું કારણ તમો જાણતા હસો, નહીં તો તમારાં ભગવાં વસ્ત્ર ધારી કે દંભી મહારાજાને પુછી જોસો, તો એમ કહેસે કે "જો દુસરેકો ભલા માનતાં હયે. વો ખુદ ભલા હયે. ઓર જો દુસરેકો બુરા માનતા હયે. તો વો ખુદ બુરા હોના ચાહીયે" આ હીસાબે દુર્યોધન! શ્રી કૃષ્ણ પરમાત્માને ભલા નહી માનનાર દુર્યોધન જેવી તમારી બુદ્ધીને ધન્ય છે; ધન્ય છે! તમારા કટાક્ષને! શું નામદાર આગાખાન જે કાર્યો પ્રજાના ભલા અર્થે કરે છે, તે માન લેવા ખાતર કરે છે. માત્ર તમારી ગણત્રી તમારી પોતાનીજ કીંમત અંકાવે છે.

કારણ કે, નામદાર આગાખાન જગજાહેર રીતે પુર્ણ સ્વતંત્ર છે અને બીજા રાજા, રજવાડા અને મોટા ઠાકોરો કે મહારાજા ધિરાજો જેવા પોતાની પુંજીના જવાબદાર છે; તેમ તેઓ નથી. પરંતુ જેમના દીલ ઉપર

તેઓ રાજ ભોગવે છે, તેઓ તેમના આસિરવાદના ઉમેદવાર છે. એ સ્થીતિથી એમને પ્રાપ્ત થએલું અગ્યાર તોપોની સલામીનું માન, તે બ્રીટીન અને મિત્ર રાજ્યોના શતરૂ જરમન કયસર કે, જે નામદાર આગાખાને બ્રીટીશ પ્રત્યે બતાવેલી વફાદારીથી બલી જલી રહ્યો છે; તેના અને તેના જેવા નામદાર આગાખાનનાં વિરોધીઓના મલિન અંતકરણમાં ધડાકા કરનાર તરીકે તમને, એ નામદાર આગાખાનના મુરીદ તરીકે ગણુતાં અમો આંચકો ખાસુ નહી. ત્યારે તંત્રીજી; તમો "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા" અને * "મુંબઇ સમાચાર" જેવા સુપ્રસિધ અને મોભાદાર રોજીન્દા પેપરો પણ વાંચવાને તમોને નસીબ નહી થયું હોય, કે જેમાં અમારા નામદાર આગાખાન માટે વીલાયતનું "લંડન ટાઇમ્સ" પત્ર કઇ રીતે પ્રસંશા કરે છે? અને નામદાર આગાખાન વફાદાર રહી બ્રીટીશ ઉપર કયો ઉપકાર કરે છે; જે લડાઇના અંતે બહાર આવવા આગાહી કરે છે; એ ન વાંચ્યું હોય, તો તમારી તંત્રી તરીકેની જાહેર સેવાનો અર્થ કેટલો બધો વિકટ??!!!

* મુંબઇ સમાચાર તા૦ ૬-૨-૧૫ નાં અંકમાં જુઓ.

અમો ચાલીચલાવીને તમોને અમારા નામદાર આગાખાન માટે વખાણવાને કહેતા નથી, પણ તમો; નામદાર શેહેન-શાહે નામદાર આગાખાનને લડાઇની સેવાના બદલામાં આપેલ "તોપોની સલામતીનુ માન" કોઇ બીસાદ ધરાવતું નથી એમ લખી કેવું રાજદ્રોહીપણું કરોછો? તેનો ખ્યાલ અમો આપીએ છીએ, અમારા નામદાર આગાખાને આ સલામતીનું માન કાંઇ જાગીરદાર અથવા રાજ ધરાવનાર તરીકે નહીં, પણ એ ગણત્રી એ ચીફ ઓફ બોમ્બે પ્રેસીડેન્સીની થઇ છે; તે ઉપર પોતાના તંત્રીય પણાનો તંત્ર દોડાવવા ભલામણ કરીશું—

ઉપર મુજબની તંત્રી સાહેબને સમજ આપ્ય પછી તાત્પય તરીકે જે હકીકત રજુ કરી છે તેના જવાબમાં સામાન્ય હીસાબે કહીશુ કે હાલ બ્રીટીશ ગવરમેંટ . અને હિન્દની પ્રજાના અગ્રેસરોની કાલજી જ્યારે ધારમીક અને નીતિની કેળવણી આપવા માટે છે. ત્યારે તેના વિરોધી તરીકે આર્યપ્રકાશના તંત્રી સાહેબ એવી સંસ્થાઓને સ્વ સંપ્રદાયક; બુદ્ધિનાશક, અને અ ધ

શ્રદ્ધા પ્રેરક સિદ્ધાંતોના દાસ માત્ર બનાવનારી માને છે એ એમની સામટી અવળી ગણત્રી તંત્રી સાહેબ આર્ય સમાજીઓને ઉછાળવા માટે લખી આનંદ માન્યો લાગે છે? પણ એવી સંસ્થાઓની એકનો પણ બીલકુલ અનુભવ તેઓને હોય એમ અમારૂં માનવું નથી; કારણ કે એવી દરેક સંસ્થાઓને ગવરમેંટ ગ્રાન્ટ પણ મલે છે; અને એવી ઉત્તેજન મેળવતી સંસ્થાને ઉત્તેજન આપવાનું કામ પણ તંત્રી સાહેબના વિચાર મુજબ સારૂં નથી, એમ સિદ્ધ થતાં તંત્રી સાહેબ; ગવરમેંટના કેળવણી ખાતા તરફ અભાવ ધરાવવાનો ગુન્હો કરે છે. એમ પોતાની તંત્રી તરીકેની જવાબદારી પોતે સમજતા નથી. તેને માટે અફસોસ છે! પણ આ રીતે એમને ગુરૂકુળ માટે કદાચ અનુભવ હોય, અને તેમના શિક્ષણ તરફ અસંતોષ હોય, તો નવાઇ નહીં કારણકે ગુરૂકુળમાં પુર્વજ ઋષિ મુનિયોના શિક્ષણના ધોરણની નકલ કરનારા દંભી પંડિતોના લાલચુપણાનો ભાસ થયો હોય ને તેથી ગુરૂકુળની ધાર્મીક શિક્ષણની સંસ્થાના કાર્યક્રમ

અને પરિણામ નઠારા દેખાતા હોય તો તેનો બખાલો આડકતરો બીજી ધાર્મીક સંસ્થાઓને બ્હાને કાઢતા હોય! તો પણ તંત્રીજીનું માનસિક નબલાપણું છે; કારણકે ગુરૂકુળની યોજના અમો માનસિક ધાર્મીક શીક્ષણની દ્રષ્ટિએ સુંદર અને લાભ કર્તા હોવી જુવે એમ માનીએ છીએ. પરંતુ ધાર્મીક શીક્ષણની દ્રષ્ટીએ સુંદર અને લાભ કર્તા હોવી જુવે એમ માનીએ છીએ. પરંતુ ધાર્મીક શીક્ષણનો અભાવ ધરાવનાર તંત્રી કદાચ એમ બ્હીતા હોય, કે જો બીજા ધાર્મીકો પોતાના ધર્મનું શિક્ષણ શીખશે, તો પછી આર્ય સમાજીયો જે હાલ તિરસ્કારના અવતારમાં સબડે છે; તેથી વધુ માઠી દશા આર્યસમાજીયોની થઇ પડશે અને તેથી આર્ય પ્રકાશ પત્ર એવાઓનેજ ભરોસે કાઢેલું કોઇ નહી ખરીદતા તેમની રોજીનું કારખાનું ભાંગી પડશે! તો તે પણ તેમનાજ વિરૂદ્ધ છે. કારણકે "આર્ય સમાજના ભાડુતી પંડિતો દંભી મહારાજોના વખાણનાર તરીકે ભાડુતી ફેવર કરવાનું કનિષ્ટપણું માત્ર પોતાના પેટ ભરવાના ખાતર કરવું, તેના કરતાં કોઇ

ધારમીક શિક્ષણની સંસ્થામાં ઝાડુ કાઢવું તે વધું શોભા પાત્ર માનસિક નજરે છે." એમ સમજે અને તોજ તંત્રી જીને પુંરતો અનુભવ થાય કે, જે ધારમીક શિક્ષણની સંસ્થાને તેઓ હાલ માને છે, તેના કરતાં સરસ રીતે જોવે' કે સ્વધાર્માભિમાન; બુધિવિકાશ; અને સત્યશ્રધાં પ્રેરક સિધાંતોના દાસ બનેલાઓ તંત્રીજી જેવાના નમનને લાયક અને ખરીં પરમાર્થ સંસ્થા હોઇ; ખરેખરી જાહેર પ્રસંશાને પાત્ર છે અને તેથી પોતાના જીવનની ઘડીના અણુભાગથી કરેલી સેવા ખરૂ જીવન છે એમ જાહેર રીતે કહેવાંને મગરૂર થસે.

તથાસ્તુ.

# નામદાર સર સોલતાન મોહમ્મદશાહ આગાખાન.



[મુંબઇ સમાચાર તા૦ ૬-૨-૧૫ નો ઉતારો]

નામદાર સર સોલતાન મોહમ્મદશાહ આગાખાન જેઓ એસ્માઇલી ખોજા કોમના વડા અને પીર છે, અને જેઓનુ નામ આખી દુન્યામાં મશહુર થયું છે, તેમનો જન્મ ઇ૦ સ૦ ૧૮૭૫ માં થયો હતો, એટલે હાલમાં તેઓની ઉમર લગભગ ચાળીશ વર્ષની છે તે નામદાર ફારસી, અરબી, અંગ્રેજી વગેરે ભાષાનુ સારૂ જ્ઞાન ધરાવે છે જેને લીધે તેઓને કેમ્બ્રીજની યુનીવર્સીટીએ એલ૦ એલ૦ ડી૦ ની ડીગ્રી એનાયત કીધી હતી. ૧૯૦૦ માં ઝન્ગબારનો પેહલો વર્ગનો બ્રીલીઅન્ટ સ્ટારવાળો એલકાબ મેળવ્યા બાદ ૧૯૦૧ માં તેઓએ ઇરાનની દરબારનો પેહલા વર્ગનો ચાંદ મેળવ્યો હતો તે પેહલાં ઇ૦ સ૦ ૧૮૯૮ માં નામદાર સરકારે તેમને કે૦ સી૦ આઇ૦ ઇ૦ ના

ખેતાબથી નવાજયા હતા, અને ૧૯૦૨ માં જી૦ સી૦ આઇ૦ ઇ૦ની પંકતી ઉપર તેમને ચહડાવ્યા હતા પ્રજાના આગેવાન રૂપે તેઓ તે સમયે દેહલી દરબારમાં ગયા હતા, અને તે પછી માત્ર ત્રણ વર્ષ ઉપર ૧૯૦૧ને છેડે નામદાર સરકારે તેઓને તેવાં ઉંચો ખેતાબ જી૦ સી૦ એસ૦ આઇ૦ નો એનાયત કીધો.હતો. તે નામદાર મુસાફરીનો અજબ શોખ ધરાવે છે અને તેથી તેઓ કંઇક વેળા આખી દુન્યાની મુસાફરી કરી ચુકયા છે. એફ્રીકે ફ્રેન્સ અને ઇંગ્લેન્ડની મુસાફરી પુરી કરી તેઓ આપણાં શહેરમાં ગયા માસની ૨૨ મી તારીખે પાછા ફર્યા છે. આ સમયનો તેમનો પ્રવાસ અગત્યનો અને જોખમભરેલી ફરજોવાળો નીવડયો છે. તર્કીએ જર્મની સાથે મળી જઇને જે લડાઇ અંગ્રેજ સરકાર સામેં જાહેર કીધી છે તે ઉપરથી તે નામદારે પોતાની તરફથી એક મેનીફેસ્તો' બાહેર પાડી જાહેર કીધું હતું કે, "આ "લડાઇથી એસલામી કોમના લાભો જોખમાતા નથી. "તર્કી કે જેણે એસલામનીઓના વફાદાર મીત્ર તરીકેનો

"દરજ્જો હાથે કરીને ગુમાવ્યો છે તેની માઠી દશા આવ-
"શેજ એસલામીઓએ આપણા રાજયકર્તા તેમજ
પોતાના "ધર્મને રક્ષણ આપનાર નામદાર સરકારને
વફાદાર રહી "નીમકહલાલ અને તાબેદાર રહેવુ
જોઇએ." તેઓ નામદાર સરકારના સાચા મીત્ર અને
એસલામી કોમના રાજદ્વારી આગેવાન તરીકે અગત્યનો
દરજ્જો ભોગવે છે.



# આર્ય પ્રકાશનાં ઉધ્ધત તંત્રીજીને ભેટ.



(હિંદુસ્થાન પત્રના તા૦ ૧૮-૨-૧૭ ના અંકનો પેજ ૧૩.)



## એચ. એચ. આગાખાન નામના ઇંગ્લીશ બુકનો રિવ્યુ.

---

એચ. એચ. આગાખાનના નામથી, જીવનચરિત્રથી કોણ અજાણ્યું છે. ઇસ્લામ અને બ્રીટીશ સામ્રાજયને માટે સતત કાર્ય કરનાર એ સજીવ મહાત્માને સર્વ ઇસ્લામીઓ સનમાન પુર્વક સ્મરે છે. નામદાર આગાખાન મનુષ્યોના આગેવાન થવાને જન્મ્યા છે, અને જયારે સાંપ્રત યુધ્ધમાં તુકસ્તાને બ્રિટીશ મહારાજય સામે ઝોંકાવ્યું ત્યારે તેમણે પોતાની મજબુત લાગવગ વડે અને મહાન નૈતિક બળ વડે હિંદના મોસ્લેમોની રાજયભકિત અડગ ટકાવી રાખી હતી. આ જીવન ચરિત્રમાં હિંદમાં તેમજ

અન્યંત્ર તેમના કેળવણી વિષયક, રાજદ્વારી અને સંસારિક કાર્યોનું બોધદાયક ચિત્ર આપવામાં આવ્યું છે. અને સંયુકત હિંદુસ્થાન બાંધવાના તેમના અતિ મહાન કાર્યનો ખ્યાલ થાય છે. તે નામદારના લેખો અને ભાષણોના ટુંક ઉતારા પણ ઠેકઠેકાણે વચ્ચે વચ્ચે આપવામાં આવ્યા છે.

દરેક ચોપડીના મુખ પૃષ્ઠ ઉપર તેમના ફોટા આપવામાં આવ્યા છે. દરેક ચોપડીની કીંમત ૦-૪-૦ આના છે. પ્રત્યેક હિંદીએ આ ચોપડીઓ સંગ્રહવા જેવી છે.

---

# નામદાર આગાખાનના સ્વતંત્ર વિચાર.



## બાદશાહી કમીશન બાબતમાં.

---:o:---

( હિંદુસ્થાન પત્રમાં તા૦ ૨૬-૧-૧૭ના અંકમાંથી ઉતારો. )

નામદાર આગાખાને કમીશનમાં જુબાની આપતાં જણાવ્યું હતું કે બને દેશોમાં સાથે પરીક્ષા લેવાથી હાલ જે અંગ્રેજો ઉંચા ઓધાઓની મોનોપોલી લઇ બેઠા છે. અને દેશના પુત્રો તેમના દેશના કારોબારમાં લાયક હીસ્સો મેળવતાં બાકાત રહ્યા છે તે મુશ્કેલી દુર થશે.



# શ્રી કાંડી મોહલા નાઈટ સ્કુલના મેળાવડા પ્રસંગે કાવ્યોદગાર.

તાં૦ ૪-૩-૧૭ રવિવાર.

રચનાર—ઈ. જી. વરતેજી.

## હરી ગીત.

સંતપંથના સાહેબ સર સુલતાન શાહના સેવકો!
અલહમ્દોલિલ્લાહ! ધર્મ ચરચાની જુવો સુંદર તકો!
શિરતાજ રહેબરની દયાથી આજ થઇછે જાગૃતિ!
ધારમિક કેળવણી તણી થાતી દિસેછે ઉન્નતિ! ૧
હા! "કુનફકુન"! ફરમાનથી થઇજગત રચના જે રીતે!
તે મુજબ આજે સઉ સ્થળે ધારમીક સ્કુલ ચઢતી ચીતે!
પીર સદરદીન ગુરૂ કબીરદીનની કોશેશો ઝળકાય છે!
સલ્લેઅલા! સતપંથનાં શાન શાસ્ત્ર જ્ઞાન ગવાય છે! ૨

ઇસ્લામ શાહના સમયથી ઇસ્લામ હક પેત્રસ થયો!
થઇ સિંધ, કચ્છ, ગુજરાત, કાઠીયાવાડમાં રોશન થયો!
રાહે હકીકતનાં અજબ સિંદ્ધાંત વેદ કુરાનથી!
ઝળકી રહ્યાં ઝાહેરમાં સુલ્તાનશાહ ઇમામથી! ૩

નુરેખુદા! નકલંકી પાવર આજ બીજો કોણ છે?
યાસીન ગીતા સનદથી પંડિત, મુલ્લાં. મૌન છે!
જેમાં ઇતાઅત; બંદગી ને શાન ઇમામે મુબીનની!
ગતિ ઉન્નતિ ચડતિ અહા! ઇસ્માઇલી હક દીનની! ૪

એ દીનનાં સરદાર સર સુલ્તાનશા ફરમાનને!
મુકી અમલમાં નાઇટ સ્કુલ ચલવે ધરી શુભ ધ્યાનને!
છે! ધન્ય ધારમીક સ્કુલને દેજે મદદ તેને સદા!
દીલશાદ રહો! આબાદ રહો! વરતેજી એ ચાહે દોઆ. ૫



# ધી ઇસમાલીયા સાહિત્ય ઉત્તેજક મંડળની ઓફીસમાં મલતાં પુસ્તકો.

| બુ. નં. | | કીંમત. |
|---|---|---|
| ૧ | આર્ય સમાજી પંડિતોનું પોકળ નં. ૧ ... | ૦-૧-૦ |
| ૨ | દુઆના દુશ્મનને ઝટકો ... ... | ૦-૪-૦ |
| ૩ | આલમોતનો ચોદ્ધો ... ... ... | ૦-૮-૦ |
| ૪ | આફ્તાબે હકીકત ... ... ... | ૦-૮-૦ |
| ૫ | આર્ય પ્રકાશની ઉદ્ધતાઇ નં. ૨ ... | ૦-૧-૦ |
| ૬ | હકીકતી ઇસ્લામી આયનો ... ... | ૦-૨-૦ |
| ૭ | કાબાનું ઠેકાણે આવેલું ભેજું નં. ૩ ... | ૦-૧-૦ |
| ૮ | હાજર ઇમામની હીદાયત ... ... | ૦-૪-૦ |
| ૯ | ઇસ્લામી ઐકયતા નં. ૪ ... ... | ૦-૨-૦ |
| ૧૦ | અમર ફરમાન ઉપર ઉમ્મતની દ્રઢતા ... | ૦-૨-૦ |
| ૧૧ | ખુલ્લી ચિઠ્ઠીનું ભોપાળું ... ... | ૦-૮-૦ |
| ૧૨ | ફાતમાઇટ ખીલાફત ... ... ... | ૦-૮-૦ |
| ૧૩ | નુરે હકીકત ... ... ... ... | ૦-૧-૦ |
| ૧૪ | આગાખાની ખુદાઇને ઝળકાટ ... ... | ૧-૦-૦ |
| ૧૫ | એચ. એચ. આગાખાન (ઇંગ્લીશ) ... | ૦-૪-૦ |
| | (ગુજરાતી) ... ... ... ... | ૦-૪-૦ |

ઉપર મુજબનાં પુસ્તકો માટે ગ્રાહક થઇ નામ નોંધાવવાથી મોકલવામાં આવશે.

ઇચ્છુકના ગ્રાહક તરીકે નામ નોંધાવવા માટે લખો નીચલે સીરનામે.

ઠેકાણું —
ધી મજમાઅલી સાહિત્ય
ઉત્તેજક મંડળ-મુંબઇ.
નિશાનપાડા રોડ, નં. ૯.

મીરજાં મહમદ જીવરાજ,
ઓ૦ સેક્રેટરી.

---

છપાય છે.    નામ નોંધાવો.    છપાય છે.

# અરેબીયા અને ઈમામત.



૨૦૦ પાનાનું ગ્લેઝ કાગલ અને કેટલાક
ફોટાઓ સાથે પાકી બાઇન્ડીંગનું
પુસ્તક.

લખનાર—એ. જે. ચુનારા.

લખો—ઈ. સા. ઉ. મંડળ.

નીશાનપાડા રોડ—મુંબઈ